

# બાળકોની ધર્મ-શિક્ષા.

## બીજો ભાગ.



લેખક,

શ્રીપાદ દામોદર સાતવળેકર-ઔંધ (જિ. સતારા).

પ્રકાશક,

સ્વાધ્યાય મંડળ માટે

બાપુલાલ કુબેરદાસ પટેલ, સાન્તાક્રુઝ (મુંબઈ).

આવૃત્તિ ૧ લી. મૂલ્ય પ્રત ૨૦૦૦.

વિ. સં. ૧૯૭૬. રૂા. ૦-૨-૦ સને ૧૯૨૦.

# वैदिक धर्म

## માસિક.

વેદના તત્વજ્ઞાનનો પ્રચાર કરનાર કોઈ માસિક પત્ર ગુજરાતીમાં નહોતું. આ ન્યુનતાની પૂર્તિ માટે "સ્વાધ્યાય મંડળ" દ્વારા "**वैदिक धर्म**" માસિક પ્રતિમાસ પ્રસિદ્ધ કરવામાં આવે છે. આપનો જો વૈદિક ધર્મ પ્રતિ પ્રેમ હોય અને તેનો અમલ જીંદગીમાં કરી સુખ અને શાન્તિ ચાહતા હો તો આપ આપનું નામ ગ્રાહક તરીકે જલદી નોંધાવો. વાર્ષિક લવાજમ રૂ. ૩-૮-૦ પોસ્ટેજ સાથે લખો—

બાપુલાલ કુબેરદાસ પટેલ
વ્યવસ્થાપક "વૈદિક ધર્મ"
સાન્તાક્રુઝ.



# બાળકોની ધર્મ-શિક્ષા.

બીજો ભાગ.

બીજી શ્રેણીની ધર્મશિક્ષા માટે

(ગુજરાતી ત્રીજા ધોરણના વિદ્યાર્થી માટે)

લેખક,

શ્રીપાદ દામોદર સાતવળેકર—ઔંધ (જિ. સતારા).

પ્રકાશક,

સ્વાધ્યાય મંડળ માટે

બાપુલાલ કુબેરદાસ પટેલ, સાન્તાક્રુઝ (મુંબઈ).



| | | |
|---|---|---|
| આવૃત્તિ ૧ લી. | મૂલ્ય | પ્રત ૨૦૦૦. |
| વિ. સં. ૧૯૭૬. | રૂ. ૦—૨—૦ | સને ૧૯૨૦. |

શ્રીકૃષ્ણ પ્રીન્ટીંગ પ્રેસમાં રતિલાલ હરજીવન પટેલે

છાપ્યું, નં. ૯ અનંતવાડી મુંબઈ.

# એક અત્યંત આવશ્યક નિવેદનઃ-

બાલકોની ધર્મશિક્ષા દ્વિતીય ભાગ હિંદી ભાષામાં શ્રીપાદ દામોદર સાતવળેકરે પ્રસિદ્ધ કરેલી છે તેનું આ ગુજરાતી ભાષાંતર છે. આ ચોપડી ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને ભણાવી શકાય તેવી છે. પહેલા ભાગ કરતાં આમાં બમણાં વાકયો છે, જે બાર મહિનામાં શીખવવાને શિક્ષક કે માતાપિતાને અઘરૂં પડે તેમ નથી. પરંતુ એ ખાસ લક્ષમાં રાખવાની જરૂર છે કે આ ભાગ શીખવતા પહેલાં પ્રથમ ભાગ અવશ્ય શીખવવો.

પહેલા ભાગમાં તેમજ આ દ્વિતીય ભાગમાં નાનાં નાનાં વાકયો નીતિથી ભરેલાં છે. એમાં કોઇપણ ધર્મ કે મતનો પક્ષપાત નથી. સર્વ માન્ય વેદ, ઉપનિષદ્ અને બ્રાહ્મણગ્રંથોમાંથી તે વાકયો લીધેલાં છે. તે ભણી જો વિદ્યાર્થીઓ તે પ્રમાણે વર્તશે તો તે પોતાની જીંદગી સુખ રૂપ બનાવી શકશે. જેઓ પોતાના દેશની ઉચ્ચ સ્થિતિ જોવા ઇચ્છતા હોય તેમને પ્રાર્થના છે કે તેઓ અમારા આ કાર્યમાં મદદ કરે. ઈત્યોમ્

પ્રકાશક.

॥ ॐ ॥

# બાળકોની ધર્મ-શિક્ષા.

## બીજો ભાગ.

---

### પાઠ ૧.

## उत्तिष्ठत । जाग्रत ।
## प्राप्य वरान्निबोधत ॥

कठ. उ. ३।१४.

અર્થ-(उत्तिष्ठत) ઉઠો, (जाग्रत) જાગો અને (वरान्) શ્રેષ્ઠોને (प्राप्य) પ્રાપ્ત કરીને (निबोधत) જ્ઞાન પ્રાપ્ત કરો.

ભાવાર્થ-આળસ છોડી દો; પોતાના હિત અને અહિતનો વિચાર કરો અને સત્પુરૂષોની પાસે જઇને તેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરો; અર્થાત્ જ્ઞાની બનો.

પાઠ ૨.

# आत्मना विन्दते वीर्यम् ।
# विद्यया विन्दतेऽमृतम् ॥

केन. उ. २।१२.

અર્થ-(आत्मना) આત્મજ્ઞાનથી (वीर्यम्) બળ (विन्दते) પ્રાપ્ત થાય છે અને (विद्यया) વિદ્યાથી (अमृतं) અમરપણું (विन्दते) પ્રાપ્ત થાય છે.

ભાવાર્થ-આત્માનું જ્ઞાન પ્રાપ્ત થવાથી આત્મિક અને માનસિક બળ વધે છે. આત્મ વિશ્વાસ અર્થાત્ પોતાનામાં વિશ્વાસ ઉત્પન્ન થાય છે. તેમ વિદ્યા ભણવાથી અમરપણું અર્થાત્ દેવપણું પ્રાપ્ત થઈ શકે છે. એટલા માટે બધાએ વિદ્યા ભણવી જોઇએ.

પાઠ ૩.

# इह चेदवेदीथ सत्यमस्ति।
# न चेदिहावेदीन्महती विनष्टिः॥

केन उ. २।१३.

અર્થ-જે (सत्यं) સત્ય (अस्ति) છે એનું (चेत्) જો (अथ इह) અહીંઆં (अवेदीत्) જ્ઞાન થયું તો ઘણું સારૂં છે. પણ (इह) અહીંઆં (न चेत् अवेदीत्) જો જ્ઞાન ન થાય તો (महती) મોટી (विनष्टि) હાની છે.

ભાવાર્થ-સત્યજ સર્વથી શ્રેષ્ઠ છે એવું જો જ્ઞાન થાય તો ઘણુંજ સારૂં છે. પરન્તુ જો તે જ્ઞાન ન થયું તો ઘણું નુકશાન છે. એટલા માટે બધાએ સત્યપર વિશ્વાસ રાખવો જોઇએ.

પાઠ ૪.

# अन्धं तमः प्रविशन्ति ।
# येऽविद्यामुपासते ॥

ईश. उ. ९.

અર્થ-(ये) જે લોક (अ-विद्यां) અવિદ્યાની (उपासते) પાસે રહે છે ને (अंधंतमः) ગાઢ અંધકારમાં (प्रविशन्ति) ચાલ્યા જાય છે.

ભાવાર્થ-જેઓ વિદ્યા પ્રાપ્ત કરતા નથી અને અવિદ્યામાં રહે છે તેઓ ઘણા દુઃખી થાય છે. જો કષ્ટને દૂર કરવું હોય તો સર્વ પુરૂષોએ સત્ય વિદ્યાનો અભ્યાસ કરવો જોઇએ.

પાઠ ૫.

# बहूनामेमि प्रथमो ।
# बहूनामेमि मध्यमः ॥

कठ उ. १।४.

અર્થ-(बहूनां) ઘણાઓમાં હું (प्रथमः) પહેલો (एमि) હોઉં, અથવા (बहूनां) ઘણાઓમાં હું (मध्यम) વચલો (एमि) હોઉં. તાત્પર્ય કે કોઇપણ પ્રકારે હું નીચ થાઉં નહિ.

ભાવાર્થ-બધાએ એવી ઇચ્છા રાખવી જોઇએ કે હું પહેલો અર્થાત્ ઉચ્ચ, કિંવા મધ્યમ અર્થાત્ વચલી અવસ્થાવાળો બનું. તેથી સર્વેએ એવો પ્રયત્ન કરવો જોઇએ કે પોતાની અવસ્થા કોઈ વખત નીચી થાય નહિ.

પાઠ ૬.

# सरस्वती मन्युमन्तं जगाम॥

અથ. ૧૯।૪૦।૧.

અર્થ-(सरस्वती) વિદ્યા (मन्युमन्तं) ઉત્સાહ યુક્ત મનુષ્યની પાસે (जगाम) જાય છે.

ભાવાર્થ-જે ઉત્સાહી, ઉદ્યોગી અને પુરૂષાર્થી સજ્જન હોય છે તેનેજ વિદ્યા પ્રાપ્ત થાય છે. પરંતુ જે ઉદાસ, આળસુ અને સુસ્ત દુર્જન હોય છે તેની પાસે વિદ્યા જતી નથી. તેથી બધાએ પુરૂષાર્થ કરીને વિદ્યા અવશ્ય પ્રાપ્ત કરવી જોઇએ. કારણકે વિદ્યાથીજ સૌનું ભલું થાય છે.

પાઠ ૭.

# नानाश्रांताय श्रीरस्ति ॥

ऐत. ब्रा. ७।१५.

અર્થ-(अनाश्रांताय) જે પુરૂષાર્થ નથી કરતો તેને (श्रीः) ધન (न अस्ति) પ્રાપ્ત થતું નથી.

ભાવાર્થ-જે પરિશ્રમ કરે છે, જે ઉદ્યોગ કરે છે અને જે પુરૂષાર્થ કરે છે, તેને સર્વ પ્રકારનું ધન, શોભા, ઐશ્વર્ય, તેજ, યશ વગેરે પ્રાપ્ત થાય છે. જે મહેનત નથી કરતો તેને યશ કદી પ્રાપ્ત થતો નથી. એટલા માટે હમેશાં બધા વિદ્યાર્થીઓએ પરિશ્રમ કરવો જોઇએ. આળસ સર્વ હાનિયોનું કારણ છે, એને દૂર કરવું જોઇએ.

પાઠ ૮.

# य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु॥

उप. शांति ।

અર્થ-(ये) જેને (उपनिषत्सु) તત્વજ્ઞાનના ગ્રંથોમાં (धर्माः) ધર્મ કહે છે. (ते) તે (मयि) મારી અંદર (सन्तु) રહે.

ભાવાર્થ-તત્વજ્ઞાનની શ્રેષ્ઠ વિદ્યાના ગ્રંથોમાં માણુસની ઉન્નતિને જે સાચો ધર્મ કહ્યો છે, તે સર્વ મારી અંદર સ્થિર થઇ જાય. મારાં આચરણુ એ ધર્મોની અનુસાર સદા થતાં રહે, પરંતુ એ ધર્મોની વિરૂદ્ધ મારાં આચરણુ કદી ન થાય, એવી ઇચ્છા સૌએ મનમાં ધારણુ કરવી જોઇએ.

પાઠ ૯.

# तन्मे मनः शिवसंकल्पमस्तु॥

यजु. ३४।१.

અર્થ-(मे) મારૂં (तत्) તે (मनः) મન (शिव-संकल्पं) પવિત્ર વિચાર કરવાવાળું (अस्तु) થાય.

ભાવાર્થ-પોતાના મનમાં હમેશાં શુભ અને પવિત્ર વિચારો આવ્યા કરે, અને કોઈ વખત ખરાબ વિચારો ન આવે, એવોજ બધાએ હમેશાં પ્રયત્ન કરવો જોઇએ. મનની અંદર જ્યારે પણ ખરાબ વિચાર આવી જાય ત્યારે તેને ત્યાંજ રોકી દેવો જોઇએ. જેથી ફરીથી એવો વિચાર આવશે નહિ.

પાઠ ૧૦.

# वाचं पुनन्ति कवयो मनीषिणः॥

ऋ. ९।७३।७.

અર્થ-(कवयः) કવિ અને (मनीषिणः) જ્ઞાની સુવિચારથી પોતાની (वाचं) વાણીને (पुनन्ति) પવિત્ર કરે છે.

ભાવાર્થ-જેમની દૂર દષ્ટિ હોય છે તે કવિ કહેવાય છે, અને જેઓ પોતાના મનને સ્વાધીન રાખે છે તેઓ મનીષી કહેવાય છે. એ સર્વ શ્રેષ્ઠ પુરૂષો પોતાની વાણીની પવિત્રતા સુવિચારની સાથે કરે છે. એટલે કોઈપણ વખત ખરાબ વિચારોનું વાણીથી ઉચ્ચારણ કરતા નથી.

પાઠ ૧૧.

# वाचं वदत भद्रया॥

અથ. ૩।૨૦।૨.

અર્થ-(भद्रया) શુભ (वाचं) વાણીનેજ (वदत) બોલો.

ભાવાર્થ-મનથી સારા વિચારો કરો, તથા સારાં વાક્યો બોલો. પોતાના મ્હોંથી કદી પણ અશુભ શબ્દ બોલવો જોઇએ નહિ. જો તમો અશુભ શબ્દ બોલશો તો તમારી વાણી પતિત થઇ જશે અને તમોને ઘણું નુકશાન થશે એટલા માટે આ વિષયમાં બહુજ સાવધાની રાખવી.

પાઠ ૧૨.

# अमेध्यो वै पुरुषो यदनृतं वदति।
# तेन पूतिरन्तरतो मेध्या ॥

शत. ब्रा. १।१।१.

અર્થ-(यत्) જે (अनृतं) જૂઠું (वदति) બોલે છે. (वै) એટલા માટે તે (पुरुष) મનુષ્ય (अमेध्यः) અપવિત્ર છે. (तेन) એ હેતુથી (अंतरतः) અંદરથી (पूतिः मेध्या) પવિત્રતા કરવી જોઇએ.

ભાવાર્થ-જે જૂઠું બોલે છે તે અપવિત્ર બને છે, અને જે સત્ય બોલે છે તે પવિત્ર થાય છે. સત્ય એજ પવિત્રતા છે. એટલા માટે બધાએ કોઇ વખત અસત્ય ન બોલવું પણ હમેશાં સત્યજ બોલવું.

પાઠ ૧૩.

इदमहमनृतात्सत्यमुपैमि ।
तन्मनुष्येभ्यो देवानुपैति ॥

शत. ब्रा. १।१।४.

અર્થ-(इदं) જે (अहं) હું (अनृतात्) અસત્યને છોડીને (सत्यं) સત્યની (उपैमि) સંગતિ કરૂં છું. (तत्) તેથી (मनुष्येभ्यो) મનુષ્યોમાંથી (देवान्) દેવોને (उपैति) પ્રાપ્ત થવાય છે.

ભાવાર્થ-સૌને એ જરૂરી છે કે અસત્ય-ને છોડી દે અને સત્યનું ગ્રહણ કરે. એવું કરવાથી એ માણસ સાધારણ મનુષ્યોથી શ્રેષ્ઠ બને છે, અને દેવત્વને પ્રાપ્ત કરે છે. એટલું સત્યનું મહત્વ છે. એટલા માટે સત્ય-ને કોઇએ કદાપિ ન છોડવું જોઇએ.

पाठ १४.

# एतद्ध वै देवा व्रतं चरन्ति यत्सत्यम्। तस्मात्ते यशो यशोह भवंति ॥

शत. १।१।१.

અર્થ-(यत्) જે (सत्यं) સત્ય છે (एतत् वै) તેજ (व्रतं) વ્રતને (ह) નિશ્ચયથી (देवा) દેવતા લોક (चरन्ति) આચરે છે. (तस्मात्) એથી (ते) તે (यशः यशः) બહુ યશસ્વી (ह) નિશ્ચયથી (भवंति) થાય છે.

ભાવાર્થ-સત્યનું પાલન કરવું એજ દેવે-નું વ્રત છે. જે દેવ હોય છે તે સત્યના પાલનનું વ્રત કોઇ વખત તોડતા નથી. સત્યનું જે પાલન કરે છે તે યશસ્વી, કીર્તિમાન્ અને સુપ્રસિદ્ધ થાય છે. એટલા માટે યશની ઇચ્છા કરવાવાળાએ સત્યનું પાલન કરવું જોઇએ.

પાઠ ૧૫.

# मित्रस्य चक्षुषा समीक्षामहे ॥

यजु. अ. ३६।१८

અર્થ—અમે સર્વ (मित्रस्य) મિત્રની (चक्षुषा) દૃષ્ટિથી સર્વને (समीक्षामहे) જોઇએ.

ભાવાર્થ—સર્વ મનુષ્ય મિત્રની પ્રેમપૂર્ણ દૃષ્ટિથી સર્વ પ્રાણીઓને જુએ. મનુષ્ય, પશુ, પક્ષી વગેરે સર્વપર દયા કરે. કોઇને કષ્ટ ન આપે. જે પ્રમાણે મિત્રની સાથે વર્તવામાં આવે છે તે પ્રકારે સર્વ પ્રાણીઓની સાથે વર્તાવ કરે. મિત્રની દૃષ્ટિથી સર્વત્ર પ્રેમની વૃદ્ધિ થાય છે, અને તેનાથી સૌનું કલ્યાણ થાય છે.

પાઠ ૧૬.

# किं पुण्यमिति? ब्रह्मचर्यमिति ॥ किं लौक्यमिति? ब्रह्मचर्यमेवेति ॥

गोपं. ब्रा. २।९

અર્થ-( किं ) શું ( पुण्यं ) પુણ્ય છે ? ( ब्रह्मचर्यं इति) બ્રહ્મચર્ય જ પુણ્ય છે. (किं लौक्यं) લોકોને માટે હિતકારક શું છે? (ब्रह्मचर्यम् एव इति) બ્રહ્મચર્ય જ લોકોને માટે હિતકારક છે.

ભાવાર્થ-પોતાના વીર્યનું રક્ષણ કરવું અને જ્ઞાન પ્રાપ્ત કરવું એ બ્રહ્મચર્યના વ્રતમાં થાય છે. બ્રહ્મચર્યથી પુણ્યની પ્રાપ્તિ થાય છે; કારણ કે એનાથી સઘળા લોકોનું હિત થઇ શકે છે. વીર્યની રક્ષા કરવાથી બળ, બુદ્ધિ, આરોગ્ય, દીર્ઘ આયુષ્ય, તેજ આદિ પ્રાપ્ત કરી શકાય છે.

પાઠ ૧૭.

# आप्यायन्तु ममांगानि वाक्प्राण-श्चक्षुःश्रोत्रमथो बलमिंद्रियाणि च सर्वाणि ॥

उप. शांति.

અર્થ-(मम) મારા (अंगानि) સઘળા અવયવ અર્થાત્ (चक्षुः) આંખ (श्रोत्रं) કાન વગેરે (अथो) તથા (सर्वाणि) સર્વ (इंद्रियाणि) ઇંદ્રિયો અને (वाक्) વાણી (प्राणः) પ્રાણ તથા (बलं) બલ આદિ સર્વ (आप्यायन्तु) વધે.

ભાવાર્થ-દરેક માણસે પોતાના સઘળા અંગો પુષ્ટ અને બળવાન બનાવવા જોઇએ. પોતાની સઘળી ઇંદ્રિયોને પોતપોતાનું કામ યથાર્થ રીતે કરવાને સમર્થ બનાવવી જોઇએ. જે પ્રકારના વર્તનથી પોતાની શક્તિ ક્ષીણ થાય, તે પ્રકારનો વર્તાવ કોઈ વખત કરવો જોઇએ નહિ. બળવાન બનો અને નિર્બળતાને છોડી દો.

પાઠ ૧૮.

# ओ३म् क्रतो स्मर। कृतं स्मर॥

ईश. उ. १७

અર્થ—હે (क्रतो) પ્રયત્નશીલ! (ओ३म् स्मर) પરમેશ્વરનું સ્મરણ કર. તથા (कृतं) પોતે કરેલા કર્મનું (स्मर) સ્મરણ કર.

ભાવાર્થ—હે મનુષ્ય! તારો સ્વભાવ પુરૂષાર્થ-રૂપ બનાવ. તું હમેશાં પરમેશ્વરનું સ્મરણ કર તથા પ્રતિદિન પોતે કરેલાં કર્મનું સ્મ-રણ કર. દિવસના કર્મની પરીક્ષા રાત્રીની શરૂઆતમાં કર; તથા રાત્રિનાં કર્મની સમા-લોચના પ્રાતઃકાળમાં કર, અને જે જે ન્યૂ-નતા જણાય તે દૂર કરવા પ્રયત્ન કર.

પાઠ ૧૯.

# पापो नृषद्वरो जनः ।
# इन्द्र इच्चरतः सखा ॥

ऐ. ब्रा. ७।१५

અર્થ-(नृ-षद्वरः) આળસુ, સુસ્ત (जनः) મનુષ્યજ (पापः) પાપી છે. (इत्) ખરેખર (इन्द्र) પ્રભુ (चरतः) પુરૂષાર્થ કરવાવાળાનોજ (सखा) મિત્ર થાય છે.

ભાવાર્થ-આળસ અને સુસ્તી એજ પાપ છે. જે મનુષ્ય પુરૂષાર્થ કરતો નથી તે પાપી થાય છે. જે મનુષ્ય પુરૂષાર્થ કરતો રહે છે તેને પરમેશ્વર સહાયતા કરે છે. એટલા માટે સદા પુરૂષાર્થ કરવો જોઇએ.

પાઠ ૨૦.

# पुष्पिण्यौ चरतो जंघे भूष्णुरात्मा फलग्रहिः ॥

ऐ. ब्रा. ७।१५

અર્થ-(चरतः) ચાલવાવાળાની (जंघे) જાંઘો (पुष्पिण्यै) પુષ્ટ થાય છે. તથા પુરૂષાર્થી માણસનો (आत्मा) આત્મા (भूष्णुः) ઉન્નતિ પ્રાપ્ત કરવાવાળો અને (फल-ग्रहिः) ફળ મળતા સુધી કાર્ય કરવાવાળો થાય છે.

ભાવાર્થ-વ્યાયામ કરવાવાળા માણસનું શરીર પુષ્ટ તથા બળવાન થાય છે. વ્યાયામ નહિં કરવાવાળાનું શરીર કમજોર હોય છે. ફળની પ્રાપ્તિ થાય ત્યાં સુધી પુરૂષાર્થ કરવો જોઇએ. એથીજ ઉત્તમ અવસ્થામાં જઈ શકાય છે.

પાઠ ૨૧.

# शेरेऽस्य सर्वे पाप्मानः।
# श्रमेण प्रपथे हताः॥

ऐ. ब्रा. ७।१५

અર્થ-(अस्य) આ મનુષ્યનાં (सर्वे पाप्मानः) સર્વ પાપો (श्रमेण) મહેનત કરવાના કારણે (प्र-पंथे) માર્ગમાં (हताः) મરેલાં (शेरे) પડે છે.

ભાવાર્થ-જે માણસ પ્રયત્ન કરે છે, એનાં સર્વ પાપ અને દોષ થોડાજ સમયમાં દૂર થાય છે. પુરૂષાર્થી પુરૂષની પાસે પાપ રહેતું નથી પણ આળસુ માણસની પાસે-જ સર્વ પાપ રહે છે; એટલા માટે કોઇએ આળસુ બનવું જોઇએ નહિ.

પાઠ ૨૨.

# पूर्णमदः पूर्णमिदं।
# पूर्णात्पूर्णमुदच्यते ॥

બૃ. ઉપ. ૫

અર્થ-(अदः) તે ઇશ્વર (पूर्ण) પરિપૂર્ણ છે. તથા (इदं) આ વિશ્વ પણ (पूर्ण) પરિપૂર્ણ છે. કારણ કે (पूर्णात्) એ પૂર્ણ પરમેશ્વરથીજ (पूर्ण) પૂર્ણ જગત (उदच्यते) ઉદય પામે છે.

ભાવાર્થ-પરમેશ્વર જે સર્વ જગતનો પ્રભુ છે તે પૂર્ણ છે. સર્વ પ્રકારની પૂર્ણતા તેમાં છે, કોઇ પણ પ્રકારની ન્યૂનતા તેમાં નથી. તેથી એનું બનાવેલું આ જગત પણ પૂર્ણ છે; અર્થાત્ જેવું જોઇએ તેવું છે.

પાઠ ૨૩.

एको देवः सर्वभूतेषु गूढः।
सर्वव्यापी सर्वभूतान्तरात्मा ॥

શ્વેતા. ઉ. ૬।૧૧

અર્થ-(एकःदेवः) એકજ પરમેશ્વર (सर्व-भूतेषु) સર્વ પ્રાણીઓમાં (गूढः) ગુપ્ત રહેલો છે. તે (सर्वव्यापी) સર્વવ્યાપક અને (सर्व-भूत-अंतर्-आत्मा) સર્વ ભૂતોની અંદર રહેલો આત્મા છે.

ભાવાર્થ—એક પરમાત્માજ સંપૂર્ણ જગતના પદાર્થોમાં વ્યાપી રહેલો છે. તે સર્વ જગાએ વ્યાપક હોવા છતાં પણ છુપો છે અર્થાત્ ગુપ્ત છે. સર્વ ભૂતોનો અંતર્યામી આત્મા તે એકજ છે. તે કોઇ સ્થાનપર નથી એમ નથી.

પાઠ ૨૪.

# इन्द्रो यातोऽवसितस्य राजा॥

ऋ. १।३२।१५.

અર્થ-(यातः) ચાલવાવાળા ગતિમાન અને (अवसितस्य) સ્થિર પદાર્થોનો (इन्द्रः) પરમેશ્વરજ એક માત્ર (राजा) રાજા છે.

ભાવાર્થ-આ જગતમાં બે પ્રકારના પદાર્થો છે. એક ચાલવાવાળાં પ્રાણીઓ અને બીજા સ્થિર પદાર્થો જેવા કે વૃક્ષ પત્થર વગેરે. એ સર્વ પદાર્થોનો રાજા પરમેશ્વર છે. એટલા માટે સર્વે પરમેશ્વરની પૂજા કરવી ઉચિત છે, તેનેજ નમન કરવાથી મનુષ્યનું કલ્યાણ થાય છે.

પાઠ ૨૫.

# सह नाववतु सह नौ भुनक्तु सह वीर्यं करवावहै ॥ तेजस्वि नावधितमस्तु मा विद्विषावहै ॥

અર્થ-(नौ) અમારૂં (अधितं) ભણેલું જ્ઞાન (तेजस्वी) તેજસ્વી (अस्तु) રહે. તે જ્ઞાન (नौ) અમારૂં (सह अवतु) સાથે સાથે રક્ષણ કરે. (नौ) અમને (सह भुनक्तु) સાથે સાથે ભોજન આપે. એ જ્ઞાનથી અમે (सह) સાથે મળીને (वीर्यं) પરાક્રમ (करवावहै) કરીશું, અને (मा वि द्विषावहै) આપસમાં લડાઇ કરીશું નહિ.

ભાવાર્થ-અમારૂં જ્ઞાન એવું થાય કે જેથી અમે તેજસ્વી તથા પરાક્રમી બનીએ; આપસમાં લડાઇ ન કરતાં પોતાનું સુખ પ્રાપ્ત કરીએ અને પોતાનું રક્ષણ કરી શકીએ.

પાઠ ૨૯.

# चरन्वै मधु विन्दति।
# चरन्स्वादुमुदुंबरम्॥

ऐ. ब्रा. ७।१५

અર્થ-(वै) નિશ્ચય પૂર્વક (चरन्) ભ્રમણ કરવાથીજ (मधु) મધ (विन्दति) પ્રાપ્ત થાય છે. તથા (चरन) ભ્રમણ કરવાથીજ (स्वादुं) મીઠાં (उदुंबरं) ફળ પ્રાપ્ત થાય છે.

ભાવાર્થ-મધમાખીઓ ભ્રમણ કરવાથી-જ મધ એકઠું કરી શકે છે. પક્ષીઓ ભ્રમણ કરવાથીજ વૃક્ષનાં મધુર ફળ પ્રાપ્ત કરી શકે છે. જો મનુષ્ય તેવી રીતે પ્રયત્ન કરે તોજ ઉત્તમ અવસ્થા પ્રાપ્ત કરી શકે છે.

પાઠ ૨૭.

## मूर्यस्य पश्य श्रेमाणं ।
## यो न तंद्रयते चरन् ॥

ऐ. ब्रा. ७।१५

અર્થ-(मूर्यस्य) સૂર્યની (श्रेमाणं) શોભા (पश्य) જુઓ (यः) કે જે (चरन्) ફરતો ફરતો કોઇ વખત (न तंद्रयते) આળસ કરતો નથી.

ભાવાર્થ-સૂર્ય કોઇ વખત થાકતો નથી. કોઇ વખત સુસ્તીથી થોભતો નથી. કોઇ વખત આળસ કરતો નથી. એ કારણેથીજ એની શોભા આ પ્રમાણે મોટી છે. જે એ પ્રમાણે પુરૂષાર્થ કરશે, અને સુસ્તી તથા આળસનો ત્યાગ કરશે તેનો યશ પણ એજ પ્રકારે વધશે.

પાઠ ૨૮.

# अजैष्माद्यासनाम ।
# चाभूमानागसो वयम् ॥

ऋ. १०।१६४।५

અર્થ-(अद्य) આજજ (वयं) અમે સર્વે (अजैष्म) વિજય કરીશું, (असनाम) પૂજા કરીશું, અને (अन्-आगसः) નિષ્પાપ (अभूम) થઇ જઇશું.

ભાવાર્થ-આજનું કામ કાલને માટે મૂળત્વી નહિ રાખવું જોઇએ. સારા કામનો આજેજ આરંભ કરવો જોઇએ. સત્ પુરૂષોનો સત્કાર અને વિજયની પ્રાપ્તિ માટે હમેશાં પ્રયત્ન કરવો જોઇએ. પાપ કર્મ અને દુરાચાર કદી કરવો જોઇએ નહિ.

પાઠ ૨૯.

# वेदोऽसि । येन त्वं वेद ॥
# वेद देवेभ्यो वेदोऽभवः ॥

यजु. २।२१.

અર્થ—તું (वेदः) વેદ અથવા જ્ઞાનરૂપ (असि) છે. (येन) જેનાથી (त्वं) તું (वेद) જાણે છે. (देवेभ्यः) વિદ્વાનો પાસેથી (वेद) તું જ્ઞાન પ્રાપ્ત કર અને (वेदः) જ્ઞાનરૂપ (अभव) બન.

ભાવાર્થ—હે બાળક! તું જ્ઞાનરૂપ છે. તારૂં વિશેષરૂપ જ્ઞાન છે. એટલા માટે તું સર્વ જાતનું જ્ઞાન પ્રાપ્ત કરે છે. જ્ઞાની ગુરૂઓની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરીને મોટો જ્ઞાની બન અને શ્રેષ્ઠથા.

પાઠ ૩૦.

# तेजोऽसि तेजो मयि धेहि ॥
# वीर्यमसि वीर्यं मयि धेहि ॥
# बलमसि बलं मयि धेहि ॥

यजु. अ. १९।९

અર્થ–હે ઈશ્વર તું (तेजःअसि) તેજસ્વી છે. (मयि) મારી અંદર (तेज) તેજ (धेहि) સ્થાપન કર. તું (वीर्यं) વીર્યવાન્ છે. મારી અંદર વીર્ય સ્થાપન કર. તું (बलं) બળવાન છે મારી અંદર બળ સ્થાપન કર.

ભાવાર્થ–પરમેશ્વર તેજસ્વી, વીર્યવાન્, અર્થાત્ પરાક્રમી અને બળવાન છે. એની પૂજા કરવાથી તેજ, વીર્ય અને બળ પ્રાપ્ત થાય છે. એટલા માટે સૌને ઉચિત છે કે તે એની પૂજા કરે.

**"वेदका पढना पढाना, सुनना सुनाना, सब आर्योंका परम धर्म है।"**

---

વેદ સર્વ વિદ્યાઓનો ભંડાર છે, આપ તેને ઘેર
બેઠા ભણી શકો છો. સંસ્કૃત જાણતા હોવું
જોઈએ એમ કંઈ નથી. આપ જો આર્ય
(હિંદી) ભાષા વાંચી સમજી
શકતા હો તો તુરતજ

**"वेदका स्वयं शिक्षक"**

નામનું
પુસ્તક મંગાવો
અને
વેદના અભ્યાસ
નો આરંભ કરો. પ્રતિદિનના
એક કલાકના અથવા ઓછામાં
ઓછા અડધા કલાક અભ્યાસ વડે
આપ એક બે વર્ષમાં સ્વયં મંત્રોની
સંગતિ લગાડવાની યોગ્યતા ઘેર બેઠે પ્રાપ્ત
કરી શકશો. નીચેના શીરનામે લખો. કિં. રૂ. ૧॥

**બાપુભાઈ કુબેરદાસ પટેલ**
**સાન્તાક્રુઝ**
(મુંબઈ).

**મંત્રી, સ્વાધ્યાય મંડળ**
**ઔંધ**
(જીલ્લે સતારા).